**પ્રકાશન નં.૨૭૭**

સમાજ સુધારણાને લગતા નબવી ફરમાનો

# ચાળીસ હદીષ

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ સા. (રહ.)

અનુવાદક : હસન ભડકોદ્રવી

☆ પ્રકાશન વિભાગ ☆
દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર
મુ. પો. કંથારીઆ-૩૯૨ ૧૬૨
તા. જિ. ભરૂચ (ગુજરાત-ઈન્ડિયા)

પ્રકાશન નં. ૨૭૭

સમાજ સુધારણાને લગતા નબવી ફરમાનો

# ચાળીસ હદીષ

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ સા. (રહ.)



અનુવાદક :

**હસન ભડકોદ્રવી**



☆ પ્રકાશન વિભાગ ☆

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર

મુ. પો. કંથારીઆ–૩૯૨ ૧૬૨

તા. જિ. ભરૂચ (ગુજરાત–ઈન્ડિયા)

કિતાબનું નામ : ચાળીસ હદીષ

અનુવાદક : હસન ભડકોદ્રવી

પ્રકાશન નં. : ૨૭૭

આવૃત્તિ : બીજી

પ્રત : ૨૦૦૦

પ્રકાશન વર્ષ : ૧૪૨૪ / ૨૦૦3

મૂલ્ય :



**PUBLICATION DEPARTMENT**

DARUL ULOOM BHARUCH, MAHMOODNAGAR,

AT. & PO. KANTHARIA-392 162,

TA. & DIST. BHARUCH. (GUJ.-INDIA)

**વમા યન્તિકુ અનિલ્ હવા, ઇન હુ-વ ઇલ્લા વહ્યુંય્યૂહા.** *(સૂ. નજમ : ૩-૫)*

[અને હઝરત મુહમ્મદ (સલ.) પોતાની મનેચ્છાથી કાંઇ કહેતા નથી, આ તો એક વહી છે, જે આપના પર ઉતારવામાં આવે છે.]

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط

## ☆ પ્રસ્તાવના ☆

રસૂલે મકબૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જે માણસ મારી ઉમ્મતના ફાયદા માટે દીનધર્મને કામ લાગે એવી ચાળીસ (૪૦) હદીષો સંભળાવશે યા મોઢે●

● હદીષ હિફઝ (કંઠસ્થ) કરવાની બે રીતો છે. મોઢે યાદ કરીને લોકોને પહોંચાડી દે અથવા લખીને પ્રકાશિત કરી દે. આ કારણે હદીષના વાયદામાં તે લોકો પણ શામેલ છે, જે ચાળીસ હદીષ છપાવીને પ્રસિદ્ધ કરે છે. આ પ્રમાણે ચાળીસ હદીષની પ્રત્યેક પ્રત આ મહાન સવાબને પાત્ર બનાવી દે છે. સરળ રીતે પ્રાપ્ત થતા આવા મહાન સવાબથી પણ જો કોઇ મહરૂમ રહે તો એનું કિસ્મત ! —લેખક

યાદ કરશે, તો અલ્લાહ તઆલા તેને કિયામતના દિવસે આલિમો અને શહીદોની જમાઅતમાં ઉઠાવશે અને ફરમાવશે કે જે દરવાજેથી ચાહો દાખલ થઇ જાઓ.*

મહાન સવાબ મેળવવા માટે ઉમ્મતના સેંકડો ઉલમાએ કિરામે પોતપોતાની રીતે ચાળીસ હદીષ લખી છે, જે મકબૂલ અને લાભદાયી પુરવાર થઇ છે.

આ મેદાનમાં કદમ મૂકવો મારી હેસિયત અને હિંમત બહારની વાત હતી; પરંતુ જયારે નબીએ કરીમ

---

* ઇબ્ને અદીએ ઇબ્ને અબ્બાસથી અને ઇબ્ને નજ્જારે ઇબ્ને સઇદથી આ રિવાયત નકલ કરી છે. રદિયલ્લાહુ અન્હુમ. (અલ જામિઉસ્સગીર)

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું ટૂંકું જીવનચરિત્ર ''સીરતે ખાતમુલ અમ્બિયા'' શિખાઉ લોકો અને અવરતોને પઢાવવાના હેતુસર લખ્યું તો એના અંતમાં અહાદીષનાં અમુક સંક્ષિપ્ત વાક્યો ટાંકવાનું પણ યોગ્ય જણાયું, જેમને શિખાઉ વ્યક્તિઓ પણ સારી રીતે યાદ કરી શકે.

આ સંદર્ભમાં પૂરી ચાળીસ (૪૦) હદીષો લખવાનો વિચાર સ્ફૂર્યો, જેથી એને યાદ કરનાર ચાળીસ હદીષના મહાન સવાબને પણ પાત્ર બની જાય અને શાયદ એની બરકતથી આ સાંગોપાંગ ગુનેહગારની પણ એ બુઝુર્ગોના ખાદિમોમાં ગણના થઈ જાય.

વમા ઝાલિ-ક અલલ્લાહિ બિઅઝીઝ.

નોટ :-

(૧) આ સઘળી હદીષો અત્યંત સહીહ અને બુખારી શરીફ તથા મુસ્લિમ શરીફની હદીષો છે.

(૨) આજકાલ સામાન્યપણે મુસલમાનોની અખ્લાકી હાલત વધુ બગડતી જાય છે અને બાળપણમાં અખ્લાકની તાલીમ વધુ અસરકારક પણ નીવડે છે, એ કારણે મોટાભાગની હદીષો તે જ લખી છે, જે ઉચ્ચ અખ્લાક, સંસ્કાર, નીતિમૂલ્યો અને સંસ્કૃતિના સોનેરી નિયમો છે.



بِسْمِ اللهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :



## إِنَّمَا الْأَعْمَالُ بِالنِّيَّاتِ-

સઘળા આ'માલ (કર્મો)નો આધાર નિય્યતો પર છે.★ *(બુખારી–મુસ્લિમ)*

---

★ મતલબ કે આ'માલ સારી નિય્યતથી સારા અને બુરી નિય્યતથી બૂરા થઇ જાય છે.




اَلدِّيْنُ النَّصِيْحَةُ ـ

દીન ખૈરખ્વાહી (હિતેચ્છા) કરવાનું નામ છે. *(બુખારી–મુસ્લિમ)*




لَا يَرْحَمُ اللّٰهُ مَنْ لَّا يَرْحَمُ النَّاسَ ـ

અલ્લાહ તઆલા તે માણસ પર રહમ કરતો નથી, જે લોકો પર રહમ ન કરે. *(બુખારી–મુસ્લિમ)*




لَا يَدْخُلُ الْجَنَّةَ قَتَّاتٌ ـ

ચુગલખોર–ચાડીખોર જન્નતમાં જશે નહિ. *(બુખારી–મુસ્લિમ)*




لَا يَدْخُلُ الْجَنَّةَ قَاطِعٌ ۔

સગપણ તોડનાર જન્નતમાં જશે નહિ. *(બુખારી–મુસ્લિમ)*




اَلظُّلْمُ ظُلُمَاتٌ يَوْمَ الْقِيَامَةِ ۔

ઝુલ્મ કિયામતના દિવસે અંધકારનું સ્વરૂપ ધારણ કરશે. *(બુખારી–મુસ્લિમ)*



مَا اَسْفَلَ مِنَ الْكَعْبَيْنِ مِنَ الْاِزَارِ فِى النَّارِ

ઘૂંટીઓનો જે ભાગ પાયજામાની નીચે (ઢંકાયેલો) રહેશે તે દોઝખમાં જશે. *(બુખારી–મુસ્લિમ)*



اَلْمُسْلِمُ مَنْ سَلِمَ الْمُسْلِمُوْنَ مِنْ لِّسَانِهٖ وَيَدِهٖ -

મુસલમાન તો તે જ છે, જેની જીભ અને હાથની તકલીફથી મુસલમાન સુરક્ષિત રહે છે. *(બુખારી–મુસ્લિમ)*



مَنْ يُّحْرَمِ الرِّفْقَ يُحْرَمِ الْخَيْرَ كُلَّهُ۔

જે માણસ નરમ આદત યા નરમ વર્તાવથી મહરૂમ (વંચિત) રહ્યો તો તે સઘળી ભલાઇથી મહરૂમ રહ્યો. *(બુખારી–મુસ્લિમ)*



اَلْحَيَاءُ خَيْرٌ كُلُّهُ۔

હયા–શરમ તો સંપૂર્ણપણે સારી જ વસ્તુ છે. *(બુખારી–મુસ્લિમ)*



اِذَا لَمْ تَسْتَحْيِ فَاصْنَعْ مَا شِئْتَ۔

જ્યારે તમે હયા–શરમ ન કરો તો જે ચાહો કરો.★ (બુખારી–મુસ્લિમ)




أَحَبُّ الْأَعْمَالِ إِلَى اللّٰهِ أَدْوَمُهَا وَإِنْ قَلَّ۔

અલ્લાહ તઆલાની નજીક સૌ અમલોમાં તે અમલ વધુ પસંદિત છે, જે હંમેશા કરાતો હોય. ભલે, થોડો હોય. (બુખારી–મુસ્લિમ)




لَا تَدْخُلُ الْمَلٰئِكَةُ بَيْتًا فِيهِ كَلْبٌ أَوْ تَصَاوِيرُ۔

---

★ અર્થાત્ જ્યારે હયા–શરમ જ નથી તો સઘળી બુરાઇઓ બરાબર છે.

તે ઘરમાં (રહમતના) ફરિશ્તા આવતા નથી, જેમાં કૂતરો યા તસવીરો હોય. *(બુખારી–મુસ્લિમ)*




إِنَّ مِنْ أَحَبِّكُمْ إِلَيَّ أَحْسَنَكُمْ أَخْلَاقًا۔

તમારા પૈકી મારી નજીક તે માણસ સૌથી વધુ મહબૂબ છે, જે તમારામાં વધુ ચારિત્ર્યવાન (ખલીક) છે. *(બુખારી–મુસ્લિમ)*




اَلدُّنْيَا سِجْنُ الْمُؤْمِنِ وَجَنَّةُ الْكَافِرِ۔

દુનિયા મુસલમાન માટે કેદખાનું અને કાફિર માટે જન્નત છે. *(બુખારી–મુસ્લિમ)*




لَا يَحِلُّ لِمُؤْمِنٍ اَنْ يَّهْجُرَ اَخَاهُ
فَوْقَ ثَلٰثِ لَيَالٍ -

મુસલમાન માટે આ વાત હલાલ નથી કે તે પોતાના મુસલમાન ભાઇ સાથે ત્રણ દિવસથી વધુ અબોલા રાખે, સંબંધ તોડેલો રાખે. *(બુખારી–મુસ્લિમ)*




لَا يُلْدَغُ الْمَرْءُ مِنْ جُحْرٍ وَّاحِدٍ
مَرَّتَيْنِ -

મનુષ્યને એક છિદ્રથી બે વાર ડંખી શકાતો નથી.● *(બુખારી–મુસ્લિમ)*

---

● અર્થાત્ મનુષ્યને જે વ્યક્તિથી એકવાર નુકસાન પહોંચે છે તો પછી તે બીજીવાર એની પાસે જતો નથી.




اَلْغِنٰى غِنَى النَّفْسِ ۔

સાચી માલદારી, દિલની માલદારી હોય છે. *(બુખારી–મુસ્લિમ)*




كُنْ فِى الدُّنْيَا كَاَنَّكَ غَرِيْبٌ
اَوْ عَابِرُ سَبِيْلٍ ۔

દુનિયામાં એવી રીતે રહો, જેવી રીતે કોઈ મુસાફિર યા રહગુઝર (વટેમાર્ગુ) રહે છે.* *(બુખારી)*

---

* અર્થાત્ ઠાઠમાઠથી ન રહો.

**૨૦**

# عَمُّ الرَّجُلِ صِنْوُ اَبِيْهِ -

માણસના કાકા તેના બાપ સમાન છે. *(બુખારી–મુસ્લિમ)*

**૨૧**

# اِشْفَعُوْا فَلْتُؤْجَرُوْا -

તમે સિફારિશ કરો, તમને પણ સવાબ મળશે. *(બુખારી–મુસ્લિમ)*

**૨૨**

# مَنْ سَتَرَ مُسْلِمًا سَتَرَهُ اللّٰهُ يَوْمَ الْقِيَامَةِ -

જે કોઇ મુસલમાન ભાઇની ઐબ છુપાવશે તો અલ્લાહ તઆલા કિયામતના દિવસે એની ઐબ છુપાવશે.

(બુખારી–મુસ્લિમ)




قَدْ اَفْلَحَ مَنْ اَسْلَمَ وَرُزِقَ كَفَافًا وَّ
قَنَّعَهُ اللّٰهُ بِمَا اٰتَاهُ -

તે માણસ કામિયાબ છે, જેણે ઇસ્લામનો સ્વીકાર કર્યો અને જેને કિફાયત પૂરતી રોઝી મળી ગઇ અને અલ્લાહ તઆલાએ તેને પોતે દીધેલી રોઝી પર કનાઅત (પરિતોષ) આપી દીધી. (મુસ્લિમ)




اَشَدُّ النَّاسِ عَذَابًا يَوْمَ الْقِيَامَةِ الْمُصَوِّرُوْنَ۔

કિયામતના દિવસે સૌથી સખત અઝાબમાં તસવીરકારો હશે.

(બુખારી–મુસ્લિમ)




اَلْمُسْلِمُ اَخُو الْمُسْلِمِ۔

મુસલમાન મુસલમાનનો ભાઈ છે.

(બુખારી–મુસ્લિમ)



لَا يُؤْمِنُ عَبْدٌ حَتّٰى يُحِبَّ لِاَخِيْهِ مَا يُحِبُّ لِنَفْسِهٖ۔

કોઇ બંદો ત્યાં સુધી સંપૂર્ણ મુસલમાન થઇ શકતો નથી, જ્યાં સુધી તે પોતાના ભાઇ માટે તે જ પસંદ ન કરે, જે પોતાના માટે પસંદ કરે છે.

(બુખારી–મુસ્લિમ)



لَا يَدْخُلُ الْجَنَّةَ مَنْ لَّا يَاْمَنُ جَارُهٗ بَوَائِقَهٗ۔

તે માણસ જન્નતમાં જવા પામશે

નહિ, જેનો પડોશી એની તકલીફોથી સુરક્ષિત ન રહે. (મુસ્લિમ)




اَنَا خَاتَمُ النَّبِيِّيْنَ لَا نَبِيَّ بَعْدِىْ ـ

હું અંતિમ પયગમ્બર છું, મારા પછી કોઇ નબી પેદા થશે નહિ. (બુખારી–મુસ્લિમ)




لَا تَبَاغَضُوْا وَلَا تَدَابَرُوْا

આપસમાં કીના–કપટ ન રાખો તથા એકબીજાની એબ ન ઢૂંઢો. (બુખારી–મુસ્લિમ)




لَا تَغْضَبْ

ગુસ્સો ન કરો. *(બુખારી)*

**૩૧**

قُلْ اٰمَنْتُ بِاللّٰهِ ثُمَّ اسْتَقِمْ -

કહો કે હું ઈમાન લાવ્યો અને (પછી) એના પર સાબિત કદમ (અડગ) રહો. *(મુસ્લિમ)*

**૩૨**

اِنَّمَا الْاَعْمَالُ بِالْخَوَاتِيْمِ -

સઘળા આમાલનો આધાર ખાતિમહ (પરિણામ) પર છે. *(બુખારી–મુસ્લિમ)*

**૩૩**

عَذَابُ الْقَبْرِ حَقٌّ -

કબરનો અઝાબ (અને સવાબ) હક છે. *(બુખારી-મુસ્લિમ)*



اَبْغَضُ الرِّجَالِ عِنْدَ اللّٰهِ الْاَلَدُّ الْخَصِمُ.

અલ્લાહ તઆલાની નજીક સૌથી વધુ ક્રોધપાત્ર માણસ ઝઘડાળુ માણસ છે. *(બુખારી-મુસ્લિમ)*



كُلُّ بِدْعَةٍ ضَلَالَةٌ.

દરેક બિદઅત ગુમરાહી છે. *(મુસ્લિમ)*




اَلطُّهُوْرُ شَطْرُ الْاِيْمَانِ -

પાક રહેવું અડધું ઈમાન છે. *(મુસ્લિમ)*




اَحَبُّ الْبِلَادِ اِلَى اللّٰهِ مَسَاجِدُهَا -

અલ્લાહ તઆલાના નજીક સૌથી વધુ મહબૂબ જગ્યા મસ્જિદો છે. *(મુસ્લિમ)*




لَا تَتَّخِذُوا الْقُبُوْرَ مَسَاجِدَ -

કબરોને સિજદાગાહ (સિજદા

કરવાનું સ્થળ) ન બનાવો. *(મુસ્લિમ)*



لَتُسَوُّنَّ صُفُوفَكُمْ أَوْ لَيُخَالِفَنَّ
اللّٰهُ بَيْنَ وُجُوهِكُمْ۔

**નમાઝમાં પોતાની સફોને સીધી કરો, નહિતર અલ્લાહ તઆલા તમારાં દિલોમાં ફાટફૂટ અને મતભેદ નાખી દેશે.** *(મુસ્લિમ)*



مَنْ صَلَّى عَلَيَّ وَاحِدَةً صَلَّى
اللّٰهُ عَلَيْهِ عَشْرًا۔

**જે મારા પર એક વાર દુરૂદ શરીફ મોકલે છે તો અલ્લાહ તઆલા એના પર દસ વાર રહમત મોકલે છે.** *(મુસ્લિમ)*

અલ્લાહુમ્મ સલ્લિ અલા સચ્ચિદિના મુહમ્મદિનિલ્ મખ્સૂસિ બિજવામિઇલ્ કલિમિ વ ખવાસ્સિલ્ હિકમિ, વ આખિરુ દઅ્વાના અનિલ્ હમ્દુ લિલ્લાહિ રબ્બિલ્ આલમીન.

---

*(હઝરત મવલાના મુફતી) મુહમ્મદ શફીઅ (સા. રહ.)*

૧૭, રજબુલ મુરજ્જબ, સન હિજરી ૧૩૨૪

*—અનુવાદ : હસન ભડકોદ્રવી*

 **સમાપ્ત** 